સ્પેશીઅલ ચેરીટી એન્ટરટેનમેન્ટ.

ભરૂચ પારસી બટાલીઅનના લાભાર્થે.

# જુવાનીમાં નાદાની

અને

# પ્રોફેસરના પછાડા

લખનાર તથા ગાયનો જોડનાર

મી૦ ફીરોઝ ખ. ડ્રાઇવર.

જમશેદી નવરોઝ તા૦ ૨૧-૩-૧૯૨૩.

કીંમત ૩) આના.

## ફારસના પાત્રો સાથે કાંઇક થોડીક ઓળખાણ.

---

**નવરોજી નવરંગી:**—સરકારી ઓધ્ધાપરથી રીટાવરડ થયલો એક શેઠીઓ, રંડાયલો, ઘડીમા ખીજવાય અને ઘડીમા હસે. ગુલનો પીના.

**ગુલ:**—નવરોજીની એક પુરી જવાન બેટી, ખુબસુરત હોશીયાર અને એકોમપ્લીશડ. **હા** કહયું હોય તો **ના** નહી થાય અને **ના** કહયું હોય તો **હા** નહી થાય એવા મકકમ વીચારની એક કુમારીકા, નાદીર લામની "સવીટી" અને પાછળથી મોહોરદાર.

**નાદીર લામ:**—એક ભલા ખવાસનો લાયકીવાલો જવાન ગુલનો દીલબર, પાછળથી પુરવાર થયલો ગુલનો એક પીતરછ.

**પ્રોફેસર બરજોરજી વાવરી:**—એમ. એસ. (માસ્ટર ઓફ સટુપીડીટી) એ. બી. (એબસોલયુટ બલોક હેડ) એક વાહીયાત વીચીત્ર પારસી, પોતે એક પ્રોફેસર છે એવો ઉંડો ધખારો લઇને ફરનાર એક ઉલ્લુની દુમ, ગુલનો એક આશક.

**કુંવર કાનફાટીયો:**—નવરોજી નવરંગીનો એક ગામડીયો, ખુશમીઝાજી પણ બેહેરો નોકર.

**આદર અવ્વડીયાબાદી:**—ઇરાનમા અકકલ છોડી આવેલો નવરોજીનો એક ઇરાની નોકર.

**ભીખાજી ભંડારી:**—એક મોજીલો પારસી બુરા સાથે બુરો, ભલા સાથે ભલો, પ્રોફેસરનો એક મીત્ર.

**મેહેરી:**—કુંવર કાનફાટ્યાની બૈરી.

**ડૉ. બમનજી બટમોઘરા:**—એક ડૉકટર.

## ( ગાયનો )

### ( ૧ )

ગુલ :—

ગાવું ગુણ તારા દાનાર—
નાદીર કાદીર સરજનહાર—
નામ તારૂ લેવું દાવર,
તુંજ પર મારો આધાર–ગાવું.

### ૨

ગુલ :—

જીંદગી છે કાળી અંધાર. બીન તારા
જીંદગી છે કાળી અંધાર—
મુજ દીલનો છે પ્રેમ તુ દરબાન,
નથી તુંજ વહાલાના પ્યારથી અંજાણુ—
સર્વે સુખો છતાં છું દુખીયારી
નહી જીગરને કાંઇ કરાર—
સમજ તુજ અય સોહણુ પ્યારા
સઘળો તુજ પર છે આધાર

(૩)

ગુલ:—

જસે તુટી જીંદગીની દોરી નહી રે ટકવાની—
નહી ભરોસો એક ઘડીનો છે જીંદગી ફાની—
માયા જાલ માંહે જગતની ના જા તું ધસડાઇને
આફતમાં તું પડસે ભારી લાવસે ધુળધાની—
નેકી નીતીથી ચાલીને સરલ માર્ગ તું ધરજે
કાય બને છ બુરો દુરગુણી નાશવંત પ્રાણી—

(૪)

કુંવર:—

જોયું મુંબઇ હેહેરરે કરી ફરી અનેકવાર,
ઘરી ઘરી
જોતા ઢંગ એના અજબ થાવું ભારી—ને જાએ
મારૂ માથું ફરી.
છુટે ગમથી એક મોટોર, ઘરઘરે કરી
બીજી ગમથી દોડી આવે ટરામ ગાડી—હાય
થાય ગડબડ ભારી—-
કાઇ પારહાની બફરી, મોટર જાય હંકારી
કરે બહુએ ટહેરો પોએરા પોરી હાતમા હાય
હાથ ઘરી
જાય, પલવે બાપુ ફરવા હેટાણીઓ હારી
જોઇ બઇરાંનું ટોળું તયાં ભારી જાયે મારૂં
માથું ફરી.

આદર:— (૫)

મારા નામ આદર ઇરાની,
હા મારા નામ આદર ઇરાની
ઇરાન મારા વેથન છોરી આયા મુંબઇ શેહર.
નોકરી કયે નોહી મેલીયા, થોરે રેહયા, સીથને ઘેર,—
સીથ બોલેચ મને, જંગલી આદાર અકલના છે દુમ
બોઇના કામ નોહી બોરેચ., તોરે, મારેચ મોથા બુમ—
આખા દહારા બોમ બરીને, થકી ઘેના હુ જાએચ.—
રાતે જેરા જાએચ સુવાતા, ચેંચરા બેડુી ખાએચ—
અખ્ખલ જરા થઇ ગીયા મારા, નોહી થયા હુ શીઆર.
ઇરાન કાંઝા જાએચ નાસી, લઇને હું મારા ફેગાર—

કુંવર:— (૬)

મેહેનત, મેહેનત કરતાં કરતાં કંટાલો લાગેરે.
યે, ગધ્ધઇ વહેતરૂ કરીએ તો પણ હેટ નહી પીછાનેરે.
એવી નોકરી કરતાં છતાંબી કદર નહી બુઝે મારી રે,
હવારની પડે હાંજ તો પણ પાર ન આવેરે,
કામનો પાર ન આવેરે,
મરતાં, મરતાં, પરતાં, ખરતાં, મેહેનત કરવી છે ભારી રે,
વાંક જરાએ થઈ પડે તો મારવા આવેરે,
મારો હેટ મારવા આવેરે, લાકડું લઇ મારવા આવેરે—

(૭)

પ્રોફેસર વાઘરી:—

હાય લટક મલી મુજને ભારી
કોઇએ ફાંયર મકકમ મારી—
લાગો જીગરને ધકકો એક કારી
હાર રીધો મને હાય નાખયો મારી
જેબાપ જનમમા નહી બને, બન્યુ પાંચ મીનીટમાં સારી—
સોંપો હું બનીયો, ગુલ મોહકાનમા તારી
લબ્ધો કુમારો રેહવસ હવે પ્યારી
જે બાપ જનમમા નહી બને બન્યું પાંચમીનટમા સારી—

(૮)

ભીખાજી:—

ના, કર તું ગમ હએ દોસ્ત, હરદમ
પીછો ગુલનો તુ છોડી દે—
ગુલને તું જોઇ ના મલકા,
પીછો ગુલનો તું છોડી દે—
ના, થા હયરાન, ગુલ ખાતર,
નથી તુજને એ મલવાની.
ના માર તું પ્રેમના પોકાર,
હવે ગુલને તું છોડી દે—
ના જા પછડાઈ ગુલ ખાતર
નહી એ તો પીગળવાની,
કર બંધ તું પ્યારની જુંબેશ,
હવે ગુલને તું છોડી દે—

**સરવે :—**

પરવરદીગાર સરવર સરદારે, મેલવ્યા યાર

ખુશી ખુશાલી હરખ આનંદમાં રહીયે હવે હરબાર—

રંગ ઉડાવી, ધુમ મચાવી, કરો રંગ સઉ સાથ,

વીસકી, બ્રેંડી, ચપીંન, શેરી પર લંબાવો હાથ—

હા-હા-હા-હા-હા-હા છે બસ મોજાહ—

—વ્હા વ્હા, વ્હા વ્હા, વ્હા વ્હા, રહીયે સુખી બસ સદા

બસ રંગથી ભરી, સુખસંપથી ભરી, સુખદાયક સર્વે સદા–.

———

GOD SAVE THE KING & QUEEN.

